ॐ

# મોહ મુદ્ગર.

## નિખિલશાસ્ત્ર નિષ્ણાત-

મૂર્તિમણ્ડન માર્તણ્ડ યોગિરાજ-
પૂજ્યપાદ સ્વામિશ્રી ૧૦૮ બાલરામ ઉદાસીન-
સંસ્થાપિત શ્રી ગુરૂમંડળસિંહાસનાસીન-
સ્વામિશ્રીઆત્મસ્વરૂપ-
કૃત પરદેશગમન વિષયક આઠ-
પ્રશ્નોનો નિર્ણય.

ઉક્ત સ્વામિશ્રીની આજ્ઞાનુસાર,
ગુજરાતી ભાષાંતર કરી છપાવી
પ્રસિદ્ધકરનાર,
નારાયણદાસ ગોપાળદાસ.

સંવત ૧૯૬૩ સન ૧૯૦૭.
કિંમત એક આનો.
સુરત.
"ચંદ્ર" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું.

ॐ

# મોહ મુદ્ગર.

## નિખિલશાસ્ત્ર નિષ્ણાત-

મૂર્તિમણ્ડન માર્તણ્ડ યોગિરાજ-

પૂજ્યપાદ સ્વામિશ્રી ૧૦૮ બાલરામ ઉદાસીન-

સંસ્થાપિત શ્રી ગુરૂમંડળસિંહાસનાસીન

સ્વામિશ્રીઆત્મસ્વરૂપ-

કૃત પરદેશગમન વિષયક આઠ-

પ્રશ્નોનો નિર્ણય.



ઉક્ત સ્વામિશ્રીની આજ્ઞાનુસાર.

ગુજરાતી ભાષાંતર કરી છપાવી

પ્રસિદ્ધકરનાર,

નારાયણદાસ ગોપાલદાસ.



સંવત ૧૯૬૩ સન ૧૯૦૭.

કિમ્મત એક આનો.

સુરત.

"સુંદર" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યાં.

# ભૂમિકા.

ॐ

नमो ऽन्तर्यामिणे

मानो मेधां मानो दीक्षां मानो हिंसिष्ट यत्तपः।

शिवा नस्सन्त्वायुषे शिवा भवन्तु मातरः॥

अथर्ववेद० काण्ड० १९

આહાહા ? આસ્તિક જન, કાલની કેવી બલહારી છે? સત્ય છે કે કોઇ પણ પદાર્થને સર્વદા એક સ્થિતિમાં જોઈ શકતા નથી; તેમજ જે કાલ, આ પવિત્ર ભારતને વ્યાસાદિ મહર્ષિઓથી સુશોભિત કરી, સનાતન શ્રૌત સ્માર્ત ધર્મ પ્રચંડ માર્તંડથી પ્રકાશિત કરી, વિવિધફલાનભિસન્ધાનપુરઃસર પુણ્યાચરણ, ગંગા સ્નાન, દેવપૂજન અને તીર્થયાત્રાદિદ્વારા પુરૂષોના સંચિત પાપને....નિરાકૃત કરી માનસ શુદ્ધિ પૂર્વક મૈત્રી કરૂણામુદિતા ઉપેક્ષાદિ સાત્વિકી વૃત્તિઓથી મનુષ્યોને આલિંગિત કરી, અને દિવ્યજ્ઞાન વિજ્ઞાન ઋતંભરાપ્રજ્ઞાદિથી પુરૂષોને અલંકૃત કરી ઐહિક તથા પારલૌકીક વિષયોથી ઔન્મુખ સંપાદનદ્વારા પરમાનંદ મહોદધિમાં નિમગ્ન કરાવી દેતો હતો કે જેની લેશાનું લેશથી પણ સાર્વભૌમ સુખને પણ ન્યૂન સમજાતું હતું, તેજ કાલ—હાય આજે

તેજ કાલ સનાતન આર્ય્ય ધર્મ દિનકરને તિરોહિત કરી નિશાશૂર ભગવદ્ વિગ્રહ પૂજાદિ વિનિન્દક અત્યાચારી પેચકોના "ઘૂં ઘૂં" અવાજથી આ પવિત્ર ભારતને કલંકિત કરી રહ્યો છે. કંઇ દિવાંધ ચિડિયાઓ દ્વારા વિદેશયાત્રાની "ચૂં ચૂં" કરી રહ્યો છે, વળી અર્ધાન્ધ ચિરંજીવીઓ દ્વારા વિધવા વિવાહના "કાંકાં" કરી રહ્યોછે, અને વળી સવલસંતાનદ્વારા દેવ પૂજકોપર "ઝોં ઝોં" કરી રહ્યો છે, અરે કાલ એટલું કરી અટક્યો નથી પણ પ્રછન્નચાર્વાકસન્તતિદ્વારા સ્મૃતિ અને પુરાણો પર ધૂળ ઉડાવી રહ્યો છે.

હા, પણ જ્યારે હમારા સત્યશાસ્ત્ર પુરાણાદિજ એ કલકલ થવાની સાક્ષી આપે છે, પછી એવી કલકલ કેમ ન થાય? ખરેખર, ઉક્ત બનાવોનું બનવું તો પુરાણોની સત્યતામાં દ્રઢ વિશ્વાસ વૃક્ષને વધુ અને વધુ પલ્લવિત તથા સફળ કરે છે. ધન્ય હમારા પુરાણ કર્તાઓની ત્રિકાલજ્ઞતાને!

પ્રિય સરલગણ, હમે કાલનેજે ઉપાલંભ આપીએ છીએ. એ પણ હમારી ભૂલ છે. કેમકે कालःकलयतामहम એ વાક્યથી ભગવાને કાલને, પોતાનું સ્વરૂપ જણાવ્યું છે.

તો પછી આ સઘળો, પરમેશ્વરની માયાનોજ નાટ્ય છે, એમ માનવું પડશે.

તોપણ એક ભારત હિંદુ સન્તાન, પૂર્વોક્ત મહર્ષિઓની આજ્ઞાને લાત મારી, મ્લેચ્છ દેશમાં નિવાસ કરી બૅરીસ્ટર અને ડૉકટર થવું અને મ્લેચ્છોની સાથે એક પંક્તિએ બેશી ખાવું, એનેજ પોતાનો ધર્મ ગણે, તથા પડદા બીબીનો ફાર્સ ભજવી સત્ય મહાત્મા પુરૂષો ઊપર હિચકારો, જૂઠો અને દુષ્ટાક્ષેપ કરી યદ્વાતદ્વા બકવામાંજ પોતાના જન્મનું સાર્થક માને, અને ધનને માટે ધર્મને વેચવા નીકળે, તથા જગતમાં મારા સમાન કોઇ વિદ્વાન છેજ નહીં એવો ફાંકો રાખી ધર્મને ચાહનારા, ધર્મનેજ પ્રિય ગણનારા અને ધર્મ પ્રમાણે ચાલવાથીજ આપણી ઉન્નતિછે એમ માનનારા અને વળી તેમ કરવા શિખામણ આપનારા પુરૂષોની "ધર્મ ઘેલાં" કહી મશ્કરી કરે, તો કયા ખરેખરા સનાતન ધર્મ પ્રેમી મનુષ્યનું હૃદય ખિન્ન નહીં થાય?

ખરેખરૂં કહીએતો એવો પુરૂષ "વેદ નિન્દક, મૂર્ખ અને નાસ્તિક" એજ શબ્દોની ઉપમા (ખેતાબ)ને લાયક છે. એમાં જરા પણ સંદેહ નથી. કેમકે મનુ ભગવાને કહ્યું છે કેઃ—

योऽवमन्येत ते मूले हेतुशास्त्राश्रयाद्द्विजः ।
स साधुभिर्बहिष्कार्यो नास्तिको वेदनिन्दकः ॥

જે પુરૂષ હેતુ શાસ્ત્રથી અર્થાત્ કુતર્ક ચાર્વાકાદિથી અને પાખંડ શાસ્ત્રથી ધર્મના મૂલભૂત જે શ્રુતિ સ્મૃતિ તેનો અનાદર કરે છે, તે પુરૂષને વર્ણાશ્રમની બહાર કાઢી મૂકવો ઉચિત્ છે. કેમકે તે પુરૂષ વેદનિન્દક હોવાથી નાસ્તિક છે. અસ્તુ.

અત્રે દર શનિવારે પ્રગટ થતાં "અપક્ષપાત્" વર્તમાન પત્રના અધિપતી દીનશાહ પેસ્તનજી ઘડીયાળી મહાશયે, પ્રજાના પ્રતિનીધી સ્વરૂપે પરદેશગમન વિષે, 'શ્રી પરમહંસ નિખિલ શાસ્ત્ર નિષ્ણાત પૂજ્યપાદ મહાત્મા ૧૦૮ સ્વામિ શ્રી બાલરામ ઉદાસીન સ્થાપિત ગુરૂમંડલાધ્યક્ષ વ્યાખ્યાન વાચસ્પતિ સ્વામિ શ્રી આત્મ સ્વરૂપજીને, પૂછેલા આઠ પ્રશ્નોનો નિર્ણય, પુસ્તકરૂપે બહાર પડે તો, અત્યંત ચર્ચાતા પરદેશગમનના સવાલ વિષે ધર્મ જીજ્ઞાસુઓને કયો માર્ગ ગ્રહણ કરવો, એ સમજવું સુગમ પડે, એજ હેતુથી સ્વામિશ્રીની આજ્ઞાનુસાર, મૂળ હિંદીભાષા ઉપરથી ગુજરાતીમાં ભાષાંતર કરી, આ પુસ્તક બહાર પાડયું છે.

જો કે આ પુસ્તક બહાર પાડવાથી અનેક પરદેશ ગમનની તરફેણના મહાશયોનો ઉગ્રકોપ ખેંચી લેવા, હું

ભાગ્યશાળી તો થઈશ, પરંતુ ધનને માટે ધર્મને વેચનારા તરફ મારો અત્યંત તિરસ્કાર છે, અને એવા પુરૂષોના આશિર્વાદ મેળવવા કરતાં શાપ સંપાદન કરવો, એ હું વધુ ઉચિત્ સમજુંછું એટલે એવા ઉગ્રકોપની હું લેશ માત્ર પણ પરવા કરીશ નહીં.

અંતમાં દરેક સત્યધર્મ પ્રેમીજનને આગ્રહ પૂર્વક, આ પુસ્તકને અથથીઇતિ સુધી અક્ષરસઃ વાંચવા જણાવી વિનંતિ પૂર્વક કહીશ કે, પૂર્વોક્ત મહર્ષિઓ માટે જો તમને જરાપણ માન હોય, અને સત્ય શાસ્ત્રને માટે જરા પણ લાગણી હોય, તો આ પુસ્તકમાં દર્શાવ્યા પ્રમાણે વર્તશો.

છેવટમાં મનુભગવાનનો અમૂલ્ય શ્લોક લખી, હદ કરતાં વધુ લંબાણ થયલી પ્રસ્તાવનાનો અંત લાવીશું.—

**येनास्य पितरो याता येन याताः पितामहाः।**
**तेन यायात् सतांमार्गं तेन गच्छन्न रिष्यते ॥**

અ૦ ૪ શ્લો૦ ૧૭૮

જે વેદોક્ત માર્ગને વ્યાસાદિ મહર્ષિઓએ સ્થાપિત કર્યો છે, અને જે સન્માર્ગે પોતાના પિતા અને પિતામહ વગેરે પૂર્વજો ચાલતા આવેલા હોય, તેજ શુભમાર્ગે સર્વજનોએ ચાલવું ઉચિત્ છે. એજ હેતુથી ધર્મમીમાંસા-

કાર જૈમિનિ મુનિએ કહ્યું છે કે—**चोदनालक्षणोऽर्थो धर्मः अ० १ पा० १ सू० २**—અર્થાત્ જે વેદ વચનોથી ભોગાપવર્ગ સાધન જાતનું નિરૂપણ કર્યું છે એજ ધર્મનો હેતુ હોવાથી, ધર્મ કહેવાય છે.

કંઈ એનું નામ ધર્મ નથી કે જેનું ફળ પ્રત્યક્ષ પણ જણાય, અને મનમાં પણ હસે. પ્રિયવર્ગ, આપના મનમાં ઉતરો યા ન ઉતરો, પરંતુ ધર્મ એજ છે કે જેને પ્રાચીનાચાર્યોએ ગૃહણ કર્યો છે. અર્થાત્ પિતા પિતામહ વગેરેએ ગૃહણ કરેલા શુભ માર્ગનું જે સેવન કરે છે, તે સ્વાર્થે ભ્રષ્ટ થતો નથી. અસ્તુ. શુભંભવતુ.

**सनातन धर्मनो जय थाओ.**

સુરત. નાણાવટ

વિક્રમાર્ક ૧૯૬૩ શરદ્ પુર્ણિમા.

**निवेदकः गोपालात्मज-**

**नारायणः**





नमोऽन्तर्यामिणे ।.

ॐनमः श्री शरणापन्नपरित्राणपरायणनारायणाय गुरवे ।

પ્રજાના પ્રતિનિધી તરીકે "અપક્ષપાત" વર્તમાન પત્રના અધિપતી દીનશાહ ઘડીયાળી મહાશયના પૂછેલા આઠ પ્રશ્નોનો શ્રી ગુરૂમંડળના સ્વામિ શ્રી આત્મ સ્વરૂપજી મહારાજનો નિર્ણય:--

## પ્રશ્ન પેહેલો.

"દેશ શું ચીજ છે? તથા એ કોણ છે? પરદેશ શું ચીજ છે? તથા એ કોણ છે? હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્ય છે તો હિંદુસ્તાન સ્વદેશ છે યા પરદેશ ?"

## નિર્ણય:—

"દેશ" એ શબ્દ પુલ્લિંગ છે—

दिश्यते-निर्दिश्यते-इतिदेशः-दिश्-निर्देशे-कर्मणि घञ् प्रत्ययः ।

એ પ્રમાણે घञ् પ્રત્યાન્ત दिश् ધાતુથી નિષ્પન્ન, દેશ શબ્દ ભૂગોળ ભાગ વિશેષનું વાચક છે.

( જુવો સિદ્ધાંતમંજરી ગ્રંથ).

जनपदे जनपदसमुदाये जनपदैकदेशे सजलनिर्जलस्थानमात्रे च-इत्यमरटीकायां भरतः।

અર્થ:—પ્રાંત તથા પ્રાંતનો એક દેશ, તથા પ્રાંતનો સમૂહ, તથા સજલ અને નિર્જલ જે સ્થાન વિશેષ, એનુ નામ દેશ છે. એવું અમર ટીકામાં ભરતમુનીજીએ કહ્યું છે.

स त्रिविधः।

એ દેશ ત્રણ પ્રકારનો છે.

जांगलः, अनूपः, साधारणश्च।

એના અવાન્તર ભેદ:—

બ્રહ્માવર્ત, કિંચિતંન્યૂનબ્રહ્માવર્ત, મધ્યદેશ, આર્યાવર્ત અને મ્લેચ્છ દેશ.

सरस्वतीदृषद्वत्योर्देवनद्योर्यदन्तरम्।
तं देवनिर्मितं देशं ब्रह्मावर्त्तं प्रचक्षते॥

અર્થ—સરસ્વતી તથા દૃષદ્વતી નદીના મધ્યમાં જે દેશ છે એને બ્રહ્માવર્ત કહે છે.

कुरुक्षेत्रञ्च मत्स्याश्च पंचालाः शूरसेनकाः।
एष ब्रह्मर्षिदेशो वै ब्रह्मावर्त्तादनन्तरः॥

અર્થ:—કુરૂક્ષેત્ર તથા મત્સ્ય તથા પંચાલ સૂરસેનક એ સંપૂર્ણ બ્રહ્મર્ષિ દેશ કહેવાય છે. અને એ દેશ બ્રહ્માવર્તથી કિંચિતૂન્યૂન છે.

**हिमवद्विन्ध्ययोर्मध्यं यत्प्राग्विनशनादपि।**
**प्रत्यगेव प्रयागाच्च मध्यदेशः प्रकीर्तितः॥**

અર્થઃ—ઉત્તર, દક્ષિણ, દિશામાં અવસ્થિત હિમાલય તથા વિંધ્યાચળના મધ્યમાં જ્યાં સરસ્વતી નદી અંતર્ધ્યાન થઇ ગઈ છે. ત્યાંથી પૂર્વ તથા પ્રયાગથી પશ્ચિમ તરફ જે સ્થાન છે એનું નામ મધ્ય દેશ છે.

**आसमुद्रान्तु वै पूर्वादासमुद्रान्तु पश्चिमात।**
**तयोरेवान्तरं गिर्य्योरार्यावर्तं विदुर्बुधाः॥**

અર્થઃ—પૂર્વ સમુદ્ર તથા પશ્ચિમ સમુદ્ર તથા હિમવદ્વિંધ્યના મધ્યમાં જે પ્રાન્ત છે એનું નામ આર્યાવર્ત દેશ વિદ્વાન લોક કહે છે.

અહીં એ પણ જાણવું જરૂરનું છે કે આ જગ્યાએ **मर्यादा** અર્થમાં **आङ्** છે. **अभिविधि** અર્થમાં નથી. અને તેથી સમુદ્ર મધ્યવર્તી દ્વીપ તથા ટાપુ આર્યાવર્તનું અંતર્ભૂત નથી. આવો મનુભગવાનનો મત છે.

**चातुर्वर्ण्यव्यवस्थानं यस्मिन्देशो न विद्यते।**
**तं म्लेच्छविषयं प्राहुरार्यावर्तमतः परम्॥**

અર્થઃ—જ્યાં ચારે વર્ણની અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શૂદ્રની વ્યવસ્થા નથી એનું નામ મ્લેચ્છ દેશ: અને જયાં વ્યવસ્થા છે તેને આર્યાવર્ત કહે છે.

गोमांसखादको यत्र विरुद्धं बहु भाषते ।
सर्वाचारविहीनश्च म्लेच्छ इत्यभिधीयते ॥

અર્થ:—શાસ્ત્રથી વિરુદ્ધ ભાષણ કરવાવાળા તથા ગોમાંસ ભક્ષણ કરવાવાળા. સંપુર્ણ આચારથી રહિત મનુષ્યોનું નામ "મ્લેચ્છ" છે. અને જ્યાં એવાજ પુરૂષો નો નિવાસ હોય તેનું નામ મ્લેચ્છદેશ છે. (પ્રાયશ્ચિત તત્વ)

એ પ્રમાણે દેશનું નિરૂપણ થયું હવે પર દેશનું નિરૂપણ કરીએ છીએ.

वाचो यत्र विभिद्यन्ते गिरिर्वाव्यवधायकः ।
महानद्यन्तरं यच्च तद्देशान्तरमुच्यते ॥
देशनामनदीभेदान्निकटोपि भवेद्यदि ।
तत्तुदेशांतरम् प्रोक्तं स्वयमेव स्वयंभुवा ॥
दशरात्रेण या वार्त्ता यत्र न श्रूयतेऽथवा ।
( वृद्धमनु बृहस्पति )

અર્થ:—જ્યાં ભાષાનો ભેદ હોય અથવા મહાપર્વત કે સમુદ્ર વ્યવધાયક હોય. તથા દેશનામ નદી નામમાં ભેદ હોય અથવા જે સ્થાનમાં સંદેશો પહોંચાડવામાં દશ દિવસથી અધિક કાળની અપેક્ષા હોય એનું નામ દેશાંતર છે.

આ સ્થળે એ સારી રીતે જાણવું જોઇએ કે યંત્રાદિની સહાયતા વિના જ્યાં સંદેશો પહોંચાડવામાં દશ દિવસથી અ

ધિક કાળની અપેક્ષા હોય; એનું નામ દેશાંતર છે. એ દેશાંતર ત્રણ પ્રકારનું છેઃ—

(૧) અગમ્ય (જવા યોગ્ય નહીં) જેવી રીતે ઉપર લખેલો મ્લેચ્છદેશ, અર્થાત્ જ્યાં વર્ણાશ્રમાદિની વ્યવસ્થા નહીં હોય, તથા ભક્ષ્યાભક્ષ્યનો વિચાર નહોય (૨) ગમ્ય (જવા યોગ્ય) અર્થાત્ જ્યાં વર્ણાશ્રમાદિની પૂરેપૂરી વ્યવસ્થા હોય. (૩) સ્વભાવથી અગમ્ય તથા તીર્થયાત્રાદિ નિમિત્તથી ગમ્ય. જેવી રીતે—અંગ, બંગ, કલિંગ,...સૌરાષ્ટ્ર અને મગધ ઇત્યાદિ.

**अङ्गवङ्गकलिङ्गेषु सौराष्ट्रमगधेषु च ।**
**तीर्थयात्रां विना गच्छन् पुनः संस्कारमर्हति ॥**

એ પ્રમાણે દેશ તથા પરદેશનું નિરૂપણ થયું.

## પ્રશ્ન બીજો.

"પરદેશગમન કોને કહે છે અને એ શું ચીજ છે?"

## નિર્ણયઃ—

આગળ લખેલા દેશાંતરમાં જવું એનું નામ પરદેશગમન છે. એમાં એક પરદેશગમન પ્રત્યવાયજનક છે અને બીજું નથી.

## પ્રશ્ન ત્રીજો.

"પરદેશગમન વ્યવહારદ્રષ્ટિથી ઉલટું છે?"

## નિર્ણય:—

આ પ્રશ્નનો નિર્ણય જ્યાં સુધી વ્યવહારનું સ્વરૂપ નિરૂપણ નહીં થાય, અર્થાત્ વ્યવહારનું સ્વરૂપ શું છે એ સારી રીતે નહીં સમજાય, ત્યાં સુધી ઉત્તર યથાર્થ રીતે થઇ શકે નહીં. અને તેથીજ આ વિષય સંબંધી પ્રશ્નો કરનાર મહાશયને પત્રદ્વારા હમે પૂછ્યું હતું કે:—

"૧. આપના મત પ્રમાણે વ્યવહાર એટલે શું? તેમજ આપ વ્યવહારનું લક્ષણ શું કરો છો? અને એ વ્યવહાર કયા પ્રમાણો વડે સિદ્ધ કરો છો? અર્થાત્ વ્યવહારનો નિર્ણય કરવા સારૂ શું શું પ્રમાણો માનો છો?

૨. વળી એ પણ આપ જણાવશો કે આપ આપના સમજેલા વ્યવહારમાં વર્ણાશ્રમ ધર્મ વ્યવસ્થાને માનો છો કે નહીં?"

આ હમારા પૂછેલા પ્રશ્નોના ઉત્તરમાં એ મહાશય તરફથી નીચે મુજબ પત્ર મલ્યો. તે તેમનીજ વાકય રચનામાં આપીએ છીએ:—

"હું પોતે શું માનું છું તે સાથે તકરાર કે પ્રશ્નને સંબંધ નથી. કેમકે જાતે પારસી હોવે પરદેશગમનની બાધ હમારી કોમને તો બંધન કર્તા નથી. આ તો એકજ વાત છે કે હિંદુસ્તાન છોડી યૂરોપ જવું,

એ હાલના સમયમાં વ્યવહાર (યાને મનુષ્યનો ધર્મ અર્થાત્ ફર્ઝ) થી વિરૂદ્ધ છે કે?" મને એ તકરારમાં લાગતું નથી."

"આપ શ્રી જે અર્થમાં વ્યવહાર લેતા હો તેમાંજ ખુલાસો મોકલશો એટલે બસ. ગમે તો બંને રૂપે મોકલો તો વધુ ઉપયોગી થાય. કે વર્ણાશ્રમ માને તો આ ઉત્તર તથા નહીં માને તેને આ ઉત્તર. સવાલ પ્રજાનો છે. જેમાં પત્ર છાપનારને રજમાત્ર સંબંધ નથીજી."

આ પ્રમાણે જવાબ મલ્યો. હવે એ ઉપરથી વિવેકી લોક. વિચાર કરી શકશે કે પ્રશ્ન કર્ત્તા મહાશયે સ્વાભિમત્ વ્યવહારના સ્વરૂપનો ખુલાસો નહીં આપ્યો કિંતુ મને જે અભિમત્ વ્યવહાર હોય તેજ પ્રમાણે ઉત્તર મળવાની આકાંક્ષા પ્રગટ કરી. તો હવે....વ્યવહારનું નિરૂપણ કરીએ છીએ:—

विप्रतिपद्यमाननरान्तरगताज्ञाताधर्मज्ञापनानुकूलो व्यापारो-व्यवहार :।

(नीलकण्ठ भट्टः व्यवहार मयूख)

અર્થ:—વાદ કરવાવાળા અન્ય સામા માણસમાં થયેલા જે....અજ્ઞાત અધર્મ તે પ્રગટ કરવા માટે યત્ન કરવો એનું નામ વ્યવહાર:—

वि नानार्थेऽव संदेहे हरणं हार उच्यते ।
नानासंदेहहरणाद् व्यवहार इतिस्मृत: ॥

(महर्षि कात्यायन)

અર્થ:—નાના પ્રકારના સંદેહના નાશ કરવા માટે જે પ્રયત્ન કરવો એનું નામ વ્યવહાર.

व्यवहार :–पुं ( वि + अव + हृ + घञ् )

विवाद: इत्यमर :

नानाविवादविषय : संशयो ह्रियतेऽनेन इति व्यवहार : ।

( शब्द कल्पद्रुम : )

અર્થ:—નાના પ્રકારના વિવાદાસ્પદવિષયક સંશયનું જેનાથી હરણ થાય એનું નામ વ્યવહાર.

स्वधर्मस्य यथा प्राप्ति: परधर्मस्य वर्जनम् ।
न्यायेन क्रियते यत्तु व्यवहार: स उच्यते ॥

( पराशर माधव : )

અર્થ:—પોતાના વર્ણાશ્રમ ધર્મનો સ્વીકાર અને પરધર્મનો નિષેધ શ્રુતિ સ્મૃતિ અનુકૂળ યુક્તિથી કરે એનું નામ વ્યવહાર.

स्मृतिशास्त्रन्तु यत्किञ्चित् प्रथितं धर्मसाधकै: ।
कार्य्याणां निर्णयार्थ्हेतोर्व्यवहार : स्मृतो हि स : ॥

( प० मा० )

અર્થ:—ધર્મ પ્રવર્તક મન્વાદિક મહર્ષિઓએ ધર્માધર્મના નિર્ણયને માટે વેદાર્થને સમાધિદ્વારા અનુભવ

કરી જે સ્મૃતિ, શાસ્ત્ર, ધર્મશાસ્ત્રના પ્રચાર કર્યો છે એનું નામ વ્યવહાર.

देशस्थित्याऽनुमानेन नैगमानुमतेन च ।
क्रियते निर्णयस्तत्र व्यवहारस्तु कथ्यते ॥
( प० मा० )

અર્થ:—વેદાનુકૂળ યુક્તિ અને વેદાનુકૂળ દેશકાળ અનુસાર જે કર્તવ્યાકર્તવ્યનો નિર્ણય એનું નામ વ્યવહાર.

शास्त्रमेव समाश्रित्य क्रियते यत्र निर्णयः ।
व्यवहारः स विज्ञेयो धर्म्मस्तेनापि हीयते ॥
( प० मा० )

અર્થ:— કેવળ શાસ્ત્રનેજ અવલંબન કરી જ્યાં કર્તવ્યાકર્તવ્યનો નિર્ણય કરે એનું નામ વ્યવહાર.

હવે પૂર્વોક્ત લેખ ઉપરથી વિવેકી પુરૂષો સ્વયં સમજી શકશે કે વ્યવહાર નામ કોનું છે. અને એ પણ સમજી શકશે કે શાસ્ત્રસંમતનેજ વ્યવહાર કહે છે અને શાસ્ત્રથી વિરૂદ્ધાચરણને વ્યવહારજ કહી શકાય નહીં. તાત્પર્ય એજ કે વ્યવહાર તથા પરમાર્થનો નિર્ણય શાસ્ત્રથીજ થાય છે અને તેથીજ ભગવાન શ્રી કૃષ્ણજીએ પણ કહ્યું છે—આજ્ઞા કરી છે—કે—:

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥
( श्रीमद्भगवद्गीता अ० १६ श्लो० २३)

અર્થઃ—**शास्त्र** એટલે કર્તવ્યાકર્તવ્યરૂપ અર્થને જે અનુશાસન કરે એનું નામ શાસ્ત્ર છે. અર્થાત્ વેદ તથા વેદાનુકૂળ સ્મૃતિ પુરાણ ઇતિહાસનું નામ શાસ્ત્ર છે. અને **विधि** એટલે તત્ સંબંધિ **लिङ्**, **लोट्** અને **तव्यत** પ્રત્યયરૂપ વિધાયક **वाक्** એનું નામ વિધિ છે. અર્થાત કુર્યાત્ ન કુર્યાત એ પ્રકારની પ્રવર્તના અને નિવર્તનાત્મક કર્તવ્યાકર્તવ્ય જ્ઞાનનો હેતુ વિધિનિષેધનામક ઉપદેશ એનું નામ વિધિ છે. એ શાસ્ત્ર અને વિધિને **उत्सृज्य** એટલે અશ્રદ્ધા તથા અવિશ્વાસથી પરિત્યાગ કરીને **कामकारतः** એટલે પોતાની ઉચ્છૃંખલ સ્વેચ્છા માત્રથી જે વિહિત એટલે કરવાનું હોય, તેનો ત્યાગ કરે છે અને જે નિષેધ હોય તેનું સેવન કરે છે તે પુરૂષ **सिद्धिं** એટલે ધર્મ અર્થ, કામ અને મોક્ષરૂપ ચતુર્વિધ પૂરૂષાર્થની યોગ્યતાને. અનેક કર્મોના અનુષ્ઠાનથી અંતઃકરણની શુદ્ધિ કરવા છતાં પણ પ્રાપ્ત થતો નથી. અર્થાત્ ઐહિક અને પારલૌકિક સુખનો ભાગી થતો નથી.

આ શ્લોકનો આ પ્રમાણેનો અર્થઃ—

**नाप्यस्मिँल्लोके सुखं नापि परां=प्रकृष्टां गतिं= स्वर्गं मोक्षं वा—आप्नोति ।**

ઇત્યાદિ લેખથી ભગવદ્ પૂજ્યપાદ શ્રીમચ્છંકરાચાર્યજીએ કર્યો છે.

**तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ।**
**ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥**
**( श्लो० २४. )**

અર્થ :—જે હેતુથી શાસ્ત્રવિમુખ થઇ કામાધીન સ્વેચ્છામાત્રથી પ્રવૃત્તિ ઐહિક તથા પારલૌકીક સર્વ પુરૂષાર્થથી અયોગ્ય છે, તે હેતુથી શ્રેયની કામનાવાળો જે પુરૂષ છે તેનેમાટે શું કર્તવ્ય છે, અને શું નથી, તેનાં નિર્ણાયક શાસ્ત્રજ છે. અર્થાત્ વેદ તથા વેદોપજીવી સ્મૃતિ પુરાણાદિક છે. પોતાની બુદ્ધિ એટલે તર્ક દલીલ કર્તવ્યા કર્તવ્યની....નિર્ણાયક નથી. અને તેથી શાસ્ત્રવિધાનથી શું કર્તવ્ય છે અને નથી તેને જાણીને નિષિદ્ધકર્મોનો ત્યાગ અને વિહિતકર્મોનું અનુષ્ઠાન કરવાનેજ તું યોગ્ય છે.

(સ્વામિ શ્રી મધુસૂદન સરસ્વતિ)

આ ઉપરથી હવે એ તો સિદ્ધજ થયું કે કર્તવ્યાકર્તવ્યનો નિર્ણય, વેદ ધર્મશાસ્ત્ર તથા શિષ્ટાચારને અનુસરીનેજ થાય છે.

હવે વ્યવહાર દ્રષ્ટિથી પરદેશગમન વિરૂદ્ધ છે યા નહિ? એનો નિર્ણય :—

પરદેશગમન=મ્લેચ્છદેશગમન.

આગળના મહર્ષિઓ ધર્મ અને વ્યવહાર બંનેને જાણતા હતા. અને તેથીજ આચાર, વ્યવહાર તથા અન્ય

વિષયોમાં લોકને સંદેહ ન પડે તેટલાસારૂ લોકોના ઉપકારાર્થે મનુભગવાન, મહર્ષિ યાજ્ઞવલ્કય તથા પરાશર ઋષિ ઈત્યાદિ સર્વ ધર્મ પ્રવર્તક મહર્ષિઓએ પોતપોતાની સ્મૃતિમાં આચારાધ્યાય,, વ્યવહારાધ્યાય તથા પ્રાયશ્ચિત્યાધ્યાયના વિભાગ કરી ઐહિક તથા પારલોકીક સર્વ વિષયોનો નિર્ણય કર્યો છે અને તેજ પ્રમાણે મનુ ભગવાને બીજા અધ્યાયમાં ૧૭, ૧૯, ૨૦, ૨૧, ૨૨, ૨૩ શ્લોકોથી બ્રહ્માવર્તાદિ દેશોનું નિરૂપણ કરી મ્લેચ્છ દેશમાં, દ્વિજાતીયો ( બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશ્ય )ને ગમન કરવાની મનાઈ કરી છે:—

**एतान् द्विजातयो देशान् संश्रयेरन् प्रयत्नतः।**
**शूद्रस्तु यस्मिन् कस्मिन् वा निवसेद्वृत्तिकर्शितः॥**

અર્થ:—**एतान्** એટલે ઉપર જણાવેલા બ્રહ્માવર્ત, બ્રહ્મર્ષિદેશ મધ્યદેશ અને આર્યાવર્ત એ દેશનેજ દ્વિજાતીયો પ્રયત્નપૂર્વક સેવે અર્થાત એજ દેશમાં રહે. શૂદ્ર જો વૃત્તિ કર્શિત્ હોય અર્થાત્ નભાવ એ દેશમાં પૂરૂં ન થતું હોય તો ઉપજીવીકાને માટે ચાહે તે દેશમાં જઇ પોતાનો નિર્વાહ કરે.

એ પ્રકારે દ્વિજાતીયોને માટે મ્લેચ્છ દેશમાં જવાનું નિષિદ્ધ છે.

તેમજ એ તો નક્કી છે કે યૂરોપાદિ નામથી પ્રસિદ્ધ દેશમાં પ્રાય: ગોમાંસ ભક્ષક, મદ્યપાયિ વર્ણાશ્રમાચારથી રહિત મનુષ્યોનોજ નિવાસ છે અને ત્યાં જવાથી એ મનુષ્યોનાજ સંસગમાં નિવાસ કરવો પડે છે. માટે પણ તેવા દેશમાં જવું નિષિદ્ધજ છે. યાજ્ઞવલ્કય મહામુનિએ કહ્યું છે કે:—

**ब्रह्महा मद्यप : स्तेनस्तथैव गुरुतल्पग:।**
**एते महापातकिनो यश्च तैस्सह संवसेत॥**

અર્થ:—બ્રાહ્મણનો વધ કરવાવાળા, દારૂ પીવાવાળા, ચોરી કરવાવાળા તથા ગુરૂસ્ત્રી સાથે અનુચિત વ્યવહાર કરવાવાળા એટલા મહાપાતકી કહેવાય છે. અને તેની સાથે જે નિવાસ કરે એ પણ મહા પાતકી છે.

આ ઉપરથી વ્યવહાર દ્રષ્ટિથી દ્વિજાતીયોને માટે દેશાંતર અર્થાત્ મ્લેચ્છ દેશગમન કરવું ઉચિત નથી.

## પ્રશ્ન ચોથો:—

"પરદેશગમનમાં સિલોન, જાપાન, અરબસ્તાન, આફ્રિકા સમાઇ જાય છે કે નહીં?"

## નિર્ણય:—

આ પ્રશ્નનો નિર્ણય દેશનિરૂપણના પ્રકરણમાં આવી ગયો.

## પ્રશ્ન પાંચમો.

"પોતાના ધર્મની સંપૂર્ણ રક્ષા કરી પરદેશગમન કરે તો વ્યવહારથી ઉલટું છે કે નહીં?"

## નિર્ણય :—

ધર્મશાસ્ત્ર પ્રમાણે ચાલવું એનું નામ ધર્મ અને તેથી વિરૂદ્ધ પોતાની મરજીમાં આવે તેમ ચાલવું તેનું નામ અધર્મ. તો ધર્મશાસ્ત્રજ મ્લેચ્છ દેશગમન કરવાની ના કહે છે. અને ત્યાં જવાથીજ અધર્મ થાય છે તો પછી ત્યાં જઇ ધર્મ સાચવવાની તો વાતજ ક્યાં રહી?

## પ્રશ્ન છઠ્ઠો.

"પરદેશગમનથી કંઇ વ્યાવહારીક ફાયદા નથી થતા તો નુકશાન શું છે?"

## નિર્ણય:—

પોતાના વર્ણાશ્રમ ધર્મથી ભ્રષ્ટ અર્થાત્ પતિત, અવ્યવહાર્ય્ય અને સંસર્ગની અયોગ્યતાવાળો થાય છે. એ નુકશાન છેઃ

## પ્રશ્ન સાતમો.

"જો વ્યવહાર દ્રષ્ટિથી પરદેશગમન ઉલટું છે તો ક્યા વ્યવહારીક સિદ્ધાન્તના આધારથી ઉલટું છે?"

## નિર્ણયઃ—

આ પ્રશ્નનો નિર્ણય વ્યવહાર નિરૂપણમાં આવી ગયો.

## પ્રશ્ન આંઠમો.

"દુનિયાની ચાવી વ્યાપાર છે તો વ્યાપારની ઉન્નતિને માટે પરદેશગમન કરે તો વ્યવહારથી ઉલટું છે યા નહિં ?"

## નિર્ણયઃ—

દુનિયા અર્થાત્ ધનની ચાવી વ્યાપાર નથી; પરંતુ યત્કિંચિત્ પુરૂષાર્થ સહિત્ પ્રારબ્ધજ છે. જો કેવળ મ્લેચ્છદેશગમન કરીને વ્યાપારનેજ ચાવી માની લો તો જેટલા યત્ન કરવાવાળા વ્યાપારી છે એ સંપૂર્ણને પુષ્કળ ધનની પ્રાપ્તી થવી જોઇએ. પણ એવું જોવામાં આવતું નથી. યત્ન બરાબર કરવા છતાં પણ કોઇને ધનની પ્રાપ્તી થાય છે અને કોઇને નથી થતી. અર્થાત્ વ્યાપારની ઉન્નતિને માટે તથા ધનની પ્રાપ્તિને માટે અનેક પુરૂષો અથાગ પરિશ્રમ કરે છે તો પણ તુલ્યફળ મળતું નથી. કોઇને નુકશાન તો કોઇને નફો અથવા તો કોઇને....સાધારણ ફળની પ્રાપ્તી થાય છે. તો એ ઉપરથી વિચાર દ્રષ્ટિએ જોતાં માલમ પડે છે કે, એનું કારણ પ્રારબ્ધ છે.

આ ઉપરથી પુરૂષાર્થ ન કરવું એમ કહેવાનું નથી. પુરૂષાર્થથી પશ્ચાતાપની (એટલે ફલાણો કમાઇ આવ્યો ને હું રહી ગયો) નિવૃત્તિ થાય છે. અને તેથી પશ્ચાતાપની નિવૃત્તિને માટે મનુષ્ય માત્રએ પુરૂષાર્થ તો અવશ્ય કરવુંજ જોઇએ. પરંતુ પોતાના વર્ણાશ્રમધર્મની પૂરેપૂરી રક્ષા કરીને. ધર્મને બાજૂપર મૂકી માત્ર અર્થ લોલુપ થઇને નહીં.

હવે આ બધા ઉપરથી એતો નક્કી થયું કે પરદેશ અર્થાત્ મ્લેચ્છદેશગમન ધર્મ અને વ્યવહાર બંને દ્રષ્ટિથી સર્વથા નિષિદ્ધજ છે. પણ આ આઠ પ્રશ્નોમાં કેટલાક એકનાએક ઉલટાવીને પૂછેલા છે અને એક અગત્યનો સવાલ રહી ગયો છે તે એ છે કે—:

"જે પુરૂષ મ્લેચ્છ દેશમાં નિવાસ કરી પછી સ્વદેશમાં આવ્યો હોય તો, તે પ્રાયશ્ચિત્ત કરી પોતાની પંકિતમાં દાખલ થઇ શકે કે નહીં? તેમજ તેનું પરલોક સુધરે કે નહીં ?"

આ પ્રશ્નનો નિર્ણય જ્યાં સુધી સમુદ્રયાનથી કેવા પ્રકારના પાપની પ્રાપ્તી થાય છે એનો નિર્ણય ન કરવામાં આવે ત્યાં સુધી કરી શકાય નહીં તો સમુદ્રયાત્રાથી જે પાપની પ્રાપ્તી થાય છે તે નીચે મુજબ:—

**मुक्ताफल** ગ્રંથમાં પ્રાયશ્ચિ-તનું કારણ નિરૂપણ કરતી વખતેઃ—

(૧) મહાપાતક (૨) અતિપાતક (૩) સમપાતક (૪) ઉપપાતક (૫) સંકરીકર્ણ (૬) મલિનિકર્ણ (૭) અપાલિ કર્ણ (૮) જાતી ભ્રંશકર (૯) પ્રકીર્ણક.

• એ નવ પ્રકારના પ્રત્યવાયનું નિરૂપણ કરી કહ્યું છે કેઃ—

**अथपतनीयानि—समुद्रयानं ब्राह्मणन्यासापहरणं भूम्यनृतं सर्वापण्यैर्व्यवहरणम् शूद्रसेवनं शूद्राभिगमनं**

**( मुनि बौधायन : )**

આ વચનો પરથી સમુદ્રયાયી પુરૂષ અતિ પાતકી છે એમાં જરાપણ સંદેહ નથી.

હવે પાપ બે પ્રકારનું છે. (૧) અજ્ઞાત એટલે ભૂલથી થયલું (૨) જ્ઞાત એટલે જાણીજોઈને કરેલું.

અજ્ઞાત પાપનું પ્રાયશ્ચિત થઇ શકે છે, પરંતુ જ્ઞાત પાપનું પ્રાયશ્ચિ-ત થઈ શકતું નથી. અર્થાત જ્ઞાત પાપની નિવૃત્તિ પ્રાયશ્ચિત્તથી પણ થઇ શકતી નથી. એટલે કે જે પુરૂષ એમ જાણે છે કે, મ્લેચ્છ દેશ ગમન માટે શાસ્ત્રનો ચોખ્ખો પ્રતિબંધ છે, અને તે દેશમાં ગોમાંસભક્ષક વર્ણાશ્રમાચારાદિથી રહિત પુરૂષોની સાથ સંસર્ગ કરવો પડે છે, અને તેના હાથનું સ્પર્શ કરેલું. ભોજન લેવું પડે છે, એમ બધું જાણે છે સાં-

ભળે છે, છતાંપણ મ્લેચ્છ દેશ ગમન..........કરે છે *
એનું પ્રાયશ્ચિત એ અતિપાતકનું પ્રાયશ્ચિત નથી કેમકે—

**प्रायश्चित्तमकामानां कामात्प्राप्तौ न विद्यते।**

**(छागल मुनिः)**

અર્થ—ભૂલથી જે પાપ થયુ છે એની નિવૃત્તિ પ્રાયશ્ચિ-તથી પણ થઇ શકતી નથી. * જોકે મનુ ભગવાને—:

---

* નોટઃ—કદાચિત્ જવાવાળો એમ કહે કે મ્લેચ્છદેશમાં જઇને પણ હું મ્લેચ્છોના આહારથી દૂર રહીશ. અને મ્લેચ્છ દેશથી જઈ આવેલો એમ કહે કે, મ્લેચ્છદેશમાં જવા છતાં તથા ત્યાં નિવાસ કર્યા છતાં, પણ મ્લેચ્છોના આહારથી હું બચીને પાછો આવ્યોછું. એમ બેઉજણ કહે તોપણ તેઓ સમુદ્રયાનના પાપના ભાગી હોઇ, સંસર્ગજન્ય પાપથી પણ બચી શકતા નથી. કેમકે—

**संवत्सरेण पतति पतितेन सहाचरन्।**

**(कण्व ऋषिः)**

અર્થઃ—પતિતની સાથે એક વર્ષ પર્યંત નિવાસ કરે તો તે પુરૂષ પતિતજ થાય છે. વળી બૌધાયનઋષિ તેમ બૃહસ્પતિએ પણ કહ્યું છે કે:—

**एकशय्याऽऽसनं पंक्ति भाण्डं पक्त्यन्नमिश्रणं।**
**याजनाध्यापने योनिस्तथा च सहभोजनं**
**नवधा संकरः प्रोक्तो न कर्त्तव्योऽधमैः सह॥**

* **નોટઃ**—જો કદાચિત્ કોઇ સ્નેહ ધનાદિક લોભ, મોહ અથવા અજ્ઞાનથી પ્રત્યવાયી પુરૂષપર અનુગ્રહ કરી પ્રાયશ્ચિ-ત્ત આપે છે અથવાતો પ્રાયશ્ચિ-ત્તનો ન્યૂનાધિકભાવ કરે છે તો એ પ્રત્યવાયીનું પાપ પ્રાયશ્ચિત્ત આપનાર પુરૂષને વળગે છે. એ મુજબ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે.

**स्नेहाद्वा यदि वा लोभात् मोहादज्ञानतोऽपि वा।**
**कुर्व्वन्त्यनुग्रहं ये तु तत्पापं तेषु गच्छति॥.**

અતએવ ધર્મશાસ્ત્રના રહસ્યને નહીં જાણવાવાળા પુરૂષને પણ વ્યવસ્થા આપવાની મનાઈ કરી છે.

**यद्वदन्ति तमोमूढा मूर्खा धर्ममतद्विद:।**
**तत्पापं शतधा भूत्वा तद्वक्तॄनधिगच्छति॥**

એ મુજબ દેવલમુનીએ પણ કહ્યું છે કે:—

**संलापस्पर्शनिश्वासात् सहशय्याऽऽसनाशनात्**
**याजनाध्यापनाद्यौनात्पापं संक्रमते नृणाम्।**

ઇત્યાદિ વચનોથી પતિતની સાથે એક આસન એક પંક્તિ તથા પતિતના પાકપાત્ર તથા એનું અન્ન, એનું અધ્યાપન, એની સાથે વિવાહાદિક સંબંધ, તથા એની સાથે ભોજન કરવાથી નવ પ્રકારના સંકર થવાય છે તેથી અધમની સાથે પૂર્વોક્ત વ્યવહાર નહીં કરવો તે પ્રમાણે પતિતની સાથે સંભાષણ તથા એનો સ્પર્શ તથા એક આસન તથા સહભોજન તથા યાજન, અધ્યાપન ઇત્યાદિ કરવાથી પણ પાપના ભાગી થવાય છે.—

अकामतः कृते पापे प्रायश्चित्तं विदुर्बुधाः ।
कामकारकृतेप्याहुरेके श्रुति निदर्शनात् ॥

અર્થઃ—અજ્ઞાન પૂર્વક કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત વિદ્વાન લોક કહે છે, અને કોઇએક રૂષિ જ્ઞાનપૂર્વક કરેલા પાપનું પણ પ્રાયશ્ચિત કહે છે. એ પ્રમાણે જોકે મનુભગવાને કહ્યું છે, તથાપિ એનું તાત્પર્ય નીચે પ્રમાણે છેઃ—

प्रायश्चित्तैरपैत्येनो यदज्ञानकृतं भवेत् ।
कामतोऽव्यवहार्य्यस्तु वचनादिह जायते ॥

( याज्ञवल्क्य )

અર્થઃ—અજ્ઞાન પ્રયુકત અનુષ્ઠિત પાપ તથા ઇચ્છા પૂર્વક....અનુષ્ઠિત પાપનું પ્રાયશ્ચિત કરવા છતાં

---

अज्ञात्वा धर्मशास्त्राणि प्रायश्चित्तं ददाति यः ।
प्रायश्चित्ती भवेत् पूतः किल्बिषं परिषद् व्रजेत् ॥
यत्तु दत्तमजानद्भिः प्रायश्चित्तं सभां गतैः ।
तत्पापं शतधा भूत्वा दातॄनेवोपतिष्ठति ॥

(पराशर माधव)

ધર્મશાસ્ત્રને નહીં જાણી ધનાદિક લોભથી પક્ષપાતને અવલંબન કરી, જે કોઇ પ્રત્યવાયીને પ્રાયશ્ચિત આપે છે, એ પ્રાયશ્ચિતથી પ્રત્યવાયી પુરૂષતો શુદ્ધ થાય છે, પરંતુ એ પાપ પ્રાયશ્ચિત્ત આપવાવાળાને વળગે છે.

પણ, અવ્યવહાર્યતા અર્થાત્ વ્યવહાર વિરોધીકા શકિત ની નિવૃત્તિ થતી નથી.

પાપમાં બે પ્રકારની શકિત છેઃ—

(૧) નર્કોત્પાદિકાશકિત (૨) વ્યવહારવિરોધીકાશકિત

એ પ્રમાણે પાપ નિવર્તક પ્રાયશ્ચિતમાં પણ બે પ્રકારની શકિત છેઃ—

(૧) નર્ક નિવારીકા (૨) વ્યવહાર જનની

પ્રાયશ્ચિતથી નર્કોત્પાદિકાશકિતની નિવૃતિ થાય છે; પરંતુ વ્યવહાર વિરોધીકાશકિતની નિવૃત્તિ થતી નથી.

આ સ્થળે કોઇ એવી શંકા કરે કે, પ્રાયશ્ચિત નર્કપ્રાપ્તીશકિતનું નિવર્તક છે અને વ્યવહારવિરોધીકા શકિતનું નથી, તો તો એ અર્ધજરતીયન્યાયની પ્રશકિત (પ્રાપ્તી) થાય છે.

અર્થાત્ પ્રાયશ્ચિતમાં નર્કોત્પાદિકા શકિતનો નાશ કરવાનું સામર્થ્ય છે, તો પછી વ્યવહારવિરોધીકાશકિતના નાશની શકિત હોવીજ જોઇએ; જો નહી હોય તો પછી બંને શકિતનો નાશ કરવાનું સામર્થ્ય ન હોવું જોઇએ. એવી જો કોઇ શંકા કરે તોઃ—

પાપ અને પુન્ય એ બંને અતિંદ્રિય પદાર્થ છે. તથા એ બંનેની નિવૃત્તિ પણ અતિંદ્રિય છે. આ કામ કરવાથી

પુન્ય, આ કરવાથી પાપ, અને આ કામ કરવાથી પાપની નિવૃત્તિ થાય છે, એ સંપૂર્ણ...વિષય શાસ્ત્રથીજ સમજાય છે. અને શાસ્ત્રમાં ઘણીજ સારીરીતે સમાલોચન કરી, પ્રાયશ્ચિ-તથી નર્કોત્પાદિકા શકિતનો નાશ થાય છે, પણ વ્યવહાર વિરોધીકા શકિતની નિવ્રત્તિ થતી નથી. એ પ્રમાણે "સમજાવ્યું છે. અર્થાત આસ્તિક પુરૂષોને—

**किं न हि वचनं कुर्यात् नास्ति वचनस्याति भारः।**

શાસ્ત્રસંમત ન્યાય શાસ્ત્રીય વિષયથીજ અંગિકાર કરવો યોગ્ય છે. અતએવ,

**यः कामतोनरः कुर्य्यान्महापापं कथञ्चन।**
**न तस्य निष्कृतिर्दृष्टा भृग्वग्निपतनादृते॥**

**(पराशर माधव)**

અર્થ...જે પુરૂષ જાણી બુઝીને પાપ કરે છે, એ પાપની નિવૃત્તિ પર્વતના શિખર ઉપર ચઢીને, પછી નીચે પડે, તથા પ્રજ્વલિત અગ્નિમાં પડીને પ્રાણ ત્યાગ કરે, એ વિના બીજા કોઈપણ પ્રકારથી થતી નથી વળી—:

**अकामकृते प्रायश्चित्तं, कामकारकृते त्वात्मानमवसादयेत्।**

અર્થ:—અજ્ઞાત પાપનું પ્રાયશ્ચિત્ત થઇ શકે છે, અને જાણી બુઝીને પાપ કરે તો, પોતાના પ્રાણનો ત્યાગ કરે.

આ મુજબનું, જ્ઞાત પાપનું, નર્કોત્પાદિકા શકિતની નિવૃત્તિ માટે પ્રાયશ્ચિત્ત છે.

જોકે આમાં વિશેષ લખવાનું છે તથાપિ, વિસ્તાર ભયથી આટલુંજ લખ્યું છે, તો વિવેકી પુરૂષો આટલામાંજ સંતોષ માની લેશે.

## ઉપસંહાર.

આ વ્યવસ્થા, ઋષિમુનિ સંમત વ્યવહારનો આશ્રય લઇ....વર્ણાશ્રમ વ્યવસ્થાને માનવાવાળા આસ્તિક પુરૂષોને માટે લખી છે. અને જે મહાશયો, પોતાના પૂર્વ જન્મના અશુભ....સંસ્કારના પ્રભાવથી પશુ પ્રાયઃ થયલી બુદ્ધિથી, પૂર્વ મહર્ષિઓની અવજ્ઞા કરી કેવળ અર્થ લોલુપ થઈ, વર્ણાશ્રમ વ્યવસ્થાને તિલાંજલિ આપી, માત્ર અર્થોપાર્જનમાંજ પરાયણ રહે છે, તે મહાશયો પોતાની સ્વતંત્રતાની શકિતથી ચાહે તે દેશમાં જાય, અને ચાહે તેવા કર્મોમાં પ્રવૃત્ત થાય, તેઓને યમરાજ વિના બીજો કોઇ પણ અટકાવી શકે એમ નથી. इति शिवम् ।

**हितं मनोहारि च दुर्लभं वचः।**

**इति प्रथमः प्रहारः**

**स्वस्ति राजभ्य;। स्वस्ति प्रजाभ्यः॥**



# સૂચના.

---

આ પુસ્તકનો ખરચ જતાં જે કંઈ નફો : તે અત્રેની "સનાતન ધર્મસભા" માં આપી દેવામાં આવશે.

કર્તા.

